# પ્રસ્તાવના.

હુન્નર સબંધી જ્ઞાન, વર્તમાન સમયમાં બહુ થોડા માણસોનેછે, તેમ જન સમાજની સ્થિતિનું અવલોકન કરતાં જણાય આવેછે. આપુસ્તકનો પહેલો, બીજો, અને ત્રીજો ભાગ પ્રસીદ્ધ થયા પછી તેબાબત અનેક વેપારીઓ, સાક્ષરો, વીગેરેનાં ઉતમ સરટીફીકેટ મળેલાછે અને તેના ચોથા ભાગની વધતીજતી લોક માંગણીથી આજે આપુસ્તક ઉતાવળથી બહાર પાડવાની જરૂર જણાયછે.

આપુસ્તકમાં, અતરયાને ફુલોનાઅર્ક, સાબુ, અને રંગની બનાવટો, વીગેરે હુન્નર ઘણાં ફાયદાથી નીવડસે એમ અમોને સંપુર્ણ આશાછે કારણ કે આપુસ્તક માંહેના ઘણા ખરા હુન્નરો અમારા અજમાયસના છે. બીજા કેટલાક અંગ્રેજી, દેસી વર્તમાનો ઉપરથી ઉપજાવી કાઢેલા છે અને જ્યાં વાજબી લાગ્યુ ત્યાં ઘટનો ફેરફાર કરવામાં આવ્યોછે આપુસ્તક લોકોના કલ્યાણ અર્થે અને દેશમાં હુન્નર ઉદયોગ તરફ જન વર્ગનું ધ્યાન ખેંચાય એવા હેતુથી છપાવ્યુંછે.

લેખક તરીકેનો મને બીલકુલ અનુભવ નહીં હોવાથી આપુસ્તકમાં વાકય રચના અને દ્રષ્ટી દોષ વાંચકોની નજરમાં અવારનવાર નજરે પડસે તો તેને માટ માફી બક્ષી યોગ્ય સુચના આપવાથી આભારસહિત તે ઉપર પુરતું લક્ષ આપવામાં આવશે.

સંવત ૧૯૭૨ માહામાસ }
વસંતપંચમી—મુંબઇ. }

લી. સેવક,
એન. ડી. વર્મા.

# અનુક્રમણિકા

## ગ્રાહકોને નમ્ર વિનંતી.

૧—આ પુસ્તકમાં દર્શાવેલાં હુન્નરનાં પુસ્તકો પૈકી જે પુસ્તકો તૈયાર હસે તે મોકલાસે.

૨—બહારનાં અમારે ત્યાં કમીસનથી વેચાતાં પુસતકો પૈકી કોઈ પુસતક નહીં મલતું હોય, તો અમો આપવા બંધાતા નથી. તેમજ ગ્રંથકર્તાએ કોઇબી કારણથી પાછળથી કીંમત વધારી હોય તો તે પ્રમાણે લેવામાં આવશે.

૩—મંગાવેલાં પુસતકો વેલ્યુપેઅબલ પોષ્ટ પારસલથી મોકલવાં કે રેલ્વે પારસલથી મોકલવાં તે બાબત ઓરડરમાં ખુલાસાથી લખી મોકલવા વીનંતી છે.

૪—પુસ્તકો મંગાવનાર ગ્રાહસ્થોએ પોતાનું પુરેપુરૂં નામ, ઠેકાણું, પોતાના ગામનું નામ, અને પોતાના ગામમાં પોસ્ટ ઓફીસ ના હોય તો, જે પોસ્ટ ઓફીસ મારફત પોતાના કાગળો મલતા હોય તે પોસ્ટ ઓફીસનું નામ, ચોખા અક્ષરોથી લખી જણાવવાની કૃપા કરવી.

૫—મહેરબાની કરીને એટલું લક્ષમાં રાખસો કે એક વખત ખરીદ કરેલાં પુસ્તકો પાછાં લેવામાં આવસેજ નહીં.

૬—હિંન્દુસ્તાન બહાર એટલે આફ્રીકા વીગેરે સ્થળોએ વસતા અમારા ઉદાર ગ્રાહકોએ ઓરડરની સાથે, મનીઓરડરથી નાણાં મોકલાવી આપવાની મહેરબાની કરવી કારણ કે હિંન્દુસ્તાનની બાહેરનાં સ્થળોનાં વેલ્યુપેઅબલ પાર્સલ પોષ્ટવાલા લેતા નથી તેમજ પોસ્ટેજ ખર્ચ અહીંના કરતા ડબલ ( બેગણું ) વધારે મોકલવાની કૃપા કરવી.

૭—જથાબંધ પુસ્તકો ખરીદ કરનારાઓ અને લાયબ્રેરીઓ માટે ખાસ સરતો રાખીછે તેનો ખુલાસો પત્ર વ્યવહારથી કરવો અથવા રૂબરૂ મલવાથી થસે.

૮—ચારઆનાથી ઓછી કીંમતના પુસ્તકો મંગાવનારાઓએ પત્ર સાથે પુસ્તકની કીંમત અને પોસ્ટેજ ખર્ચના સ્ટામ્પ મોકલવા.

૯—કોઇપણ જાતના ખુલાસા માટે પત્ર વ્યવહાર કરતી વખતે જવાબ માટે ટીકીટ બીડવી ટીકીટ બીડયા વગર જવાબ મળસે નહીં.

કૃપાકાંક્ષી.

**આર. જી. ડાઆભાઇ,**

ઠે૦—હુન્નરોદય બુક ડીપો, મુંબઇ નાં૦ ૯

---

# હુન્નર શિક્ષક,

## અને

# હુન્નર દર્પણ ભાગ ૪

## હીન્દુસ્તાનમાં અતરનો ઉધોગ.

હાલમાં અતર યાને સેન્ટ, અથવાતો ફુલના અર્કો ઘણા ખર પરદેશથી આવે છે પરદેશમાં હાલમાં "સીનથેટીક પરફ્યુમરી" એટલે કૃત્રીમ અતર બનાવવાનું કામ બહોલા પ્રમાણમાં ચાલેછે અને આ દેશમાં પણ તે કામ ચાલુ કરી શકાય તેમ છે હાલમાં તો મોટે ભાગે ( પરદેશી ) બહારથી અતર લાવી તેમાં મેલવણી કરી ગ્રાહકોને સંતોષ આપે છે અને તેથી દીવાળી અને તેવા બીજા હરકોઇ પ્રસંગે આ દેસમાં બરલીન એનીલીન કું૦ અને હીકો કું૦ નો માલ આ દેશમાં બહુ ખપે છે. કેમકે હીન્દુસ્તાનમાં કારખાનાવાલા નાશ પામ્યા છે અને જે છે તે જુની રીતે કામ કરતા હોવાથી હરીફાઈમાં ટકી શકતા નથી જો કે તેમછે તોપણ ખરૂં તે ખરૂં એ રીતે ખરૂં અતર બનાવનારાં કારખાનાં આ દેશમાં નીકળે તો લોકોને તે અતર વાપરવાની રૂચી થાય અને હાલ લડાઇને લીધે પરદેશી ઉપલી કું૦ નું અતર વીગેરે આવતું બંધ થવાથી આ માલ ઉતેજનને પાત્ર થાય એમાં કાંઇ શક નથી અને તે અતરનો ખપ બહોલા પ્રમાણમાં થાય એમ અમારૂં માનવું છે.

## સાબુના બનાવનારા.

સાબુના દરેક બનાવનારને વાળો, મરવો, કેવડો, વીગેરે અસલ અતર જોઇએ છઇએ પણ તેઓના સાબુઓ પરદેશી અતરને લીધે ( કૃત્રીમ અતરથી ) વાસટકી રહેતી નથી એવી તેઓની તકરાર છે.

અસલ અતર—કાંઇ પણ ભેલ સેળ વગર કાઢવાં જોઇએ અને તોજતે સાબુના કામમાં વપરાય અને મનને આનંદ આપે.

## ખરા અતરની પરીક્ષા.

ખરા અતરની પરીક્ષા નીચે મુજબ છે. અતરનું એક ટીપું બલોટીંગ પેપર ઉપર મુંકવું અને બલોટીંગ પેપર ઉંચે દીવાની આંચ લાગે તેવી રીતે રાખવું. આસરે ચાર મીનીટમાં અતર ઉડી જઇ બલોટીંગ પેપર ઉપર ડાઘપણ રહેશે નહીં અને જો ડાઘ રહે નહીં તો સમજવું કે અતર ખરૂં છે.

## કયા અતરના ડાઘ રહે છે.

ચંદન, રોશા, ઓડરલેસ, ટરપેનટાઇન એની સાથે અતર કાઢવાંમાં આવ્યું હોય તો ડાઘ બલોટીંગ પેપર ઉપર રહેછે.

---

## ફુલનું અતર કાઢવું.

ફુલનું અતર કાઢવું હોય તો પોતાનો બાગ હોય તો વધારે સારૂ પણ ફુલો સીવાય બીજી વસ્તુઓનું અતર કાઢવું હોય તો બીજી બધી જણસો મુંબઇ જેવા શેહેરમાં મળી શકેછે.

## ધંધો કરનારા માટે.

ધંધો કરનારા માટે અથવા અતર બનાવનારા માટે મુળવસ્તુ કેટલી લેવાથી કેટલું અતર કેટલી વસ્તુમાંથી નીકલી શકે છે તેનો કોઠો નીચે પ્રમાણે છે.

| વસ્તુનું નામ. | કેટલા રતલ યંત્રમાં નાંખવી. | કેટલું અતર નીકલશે |
|---|---|---|
| નારંગીની છાલ | રતલ ૧૦ | અઢી તોલા |
| પેપરમીંટ | ,, ૧૦૦ | ૭ા થી ૧૦ તોલા |
| ડ્રાઇઓરીગયાનમ | ,, ૨૫ | ૭ા તોલા. |
| ડ્રાઇ થાઇમ | ,, ૨૦ | ૩ાા ,, |
| વરીયાળી | ,, ૨૫ | ૩૦ ,, |

| વસ્તુનું નામ. | કેટલા રતલ યંત્રમાં નાંખવી. | કેટલું—અતર નીકલશે. |
|---|---|---|
| લવીંગ | રતલ ૧ | ૩॥ તોલા |
| એલચી | ,, ૨૫ | ૭॥ ,, |
| કચાશીયા | ,, ૨૫ | ૭॥ ,, |
| સીસાપેનનું લાકડું | ,, ૨૮ | ૭॥ ,, |
| જીરે નીયમના પાંદડા | ,, ૧૧૨ | ૪૦ ,, |
| રોશા ઘ્રાસ | ,, ૧૧૨ | ૪૫ ,, |
| લવંડરના ફુલ | ,, ૧૧૨ | ૭૫ ,, |
| પાચપાલા | ,, ૧૧૨ | ૭૦ ,, |
| ગુલાબ ફુલ | ,, ૧૧૨ | ૫ ,, |
| સુખડ | ,, ૧૧૨ | ૫૦ ,, |
| વાળો | ,, ૧૧૨ | ૩૮ ,, |

ઉપલા પ્રમાણે ઉપરથી ગુળ અતર કેટલું નીકળે તે જણાઈ આવે છે વસ્તુ બરાબર સારી હોય છે તો તોલો કમી જાસ્તી નીકળે

પણ આ ધંધામાં નુકસાન જાય તેમ નથી યંત્ર સારૂ હોય તો ૧૦–૧૨ રતલ જણુસ રહી શકે અને કૃત્રીમ (ખોટું કહોકે નકલી) તથા ખરૂં અતર એકજ સાથે નીકળી શકે છે પાણીમાંથી હાથવતી અતર છુટું કરવા કરતાં "સાઈફોનથી" તે કામ કરવામાં આવ્યું હોય તો હાથ લાગવાથી જે અતર ફોગટ જાય છે તે બચી જાય અમારા યંત્ર તથા વસ્તુ મળવાની સાથ પુરતું પાણી હોય તો આ ધંધો કોઇપણ ઠેકાણે ચાલી શકે તેમ છે.

આ ધંધો ચલાવવા માટે યંત્ર સંબંધી કે બીજી કોઇપણ માહીતી મને પુછવામાં આવશે તો ખુશીથી આપીશ. (એક આનાની પોષ્ટ ટીકટ સાથે ખુલાસા માટે કે યંત્ર માટે પુછો.)

ગો. ડા. કુંડલાકર.

C/o હુન્નરોદય બુક ડીપો બનીયનરોડ મુંબઇ નં. ૯

# હુન્નર દર્પણ ભાગ ૪ થો.

---

## કુદરતી સુગંધીને મળતી બનાવટી સુંગધીઓ.

### ચંપાની ખુશબો.

મજીઠ, નખલા, છીપ, તજ, કઠ, હીરાબોળ વીગેરે એ સઘળી ચીજોને બરાબર લઈ તેનું ચુરણ કરી તલના તેલમાં મેલવી એક બાટલીમાં ભરી તે બાટલીને, સુર્યને તડકે થોડા દીવસ રાખવામાં આવેતો તે તેલમાં ચંપાના ફુલો જેવીજ સુગંધ બેસી જાયછે.

### મોતીયાની ખુસબો.

ઉપલા વસાણા સાથે જાયફલ, તજ, અને ધાણા મેલવ્યા હોયતો મોતીયાના જેવી ગંધ આવેછે.

### કમળની ખુશબો.

તગર, વાળો, કઠ, અને તમાલપત્રના ચુર્ણને તેલમાં કુંટી ઉપલી રીતે બનાવાથી તેમાં કમળની ખુસબો આપેછે.

---

## મોગરાની ખુશબો.

ઉપલીજ ( કમળની ખુસબોવાલા નુકશા સાથે ) રકમો સાથે તજ, જાયફલ, ને ધાણાને મેલવ્યા હોય તો મોગરા જેવીજ સુગંધ આવેછે.

## સુગંધીવાલા પદાર્થોની મેલવણી.

સુખડ, કપુર, બોર, અગર, તગર, ડમરો, ધાણા, નખલા, નાગકેસર, વાળો, મોથ. નાકછીંકણી, શીલારસ, ધઉંલા, ખસ, કપુર કાછલી, એ સુગંધીવાળા પદારથોમાં મુખ્ય સોળ ચીજછે. તેમાંથી મરજી માફક ચાર વસ્તુઓ લઇ વાટી ચુર્ણ કરવાથી તેનું જુદી જુદી સુગંધીવાલું તેલ અને ધુપ બને છે આ અજમાયશ કરવા અમો દરેક બંધુઓનુ ધ્યાન ખેંચીએ છીએ ઉપલી બનાવટમાં ધાણા અને કપુરમાં અતીશય ઉગ્ર ગંધ હોવાથી તે બીજી સુગંધીયોને દાબી નાંખેછે તેથી તેમને એક ભાગ કરતાં વધારે કોઇપણ બનાવટમાં લેવા નહીંજ.

---

## બાલામૃત.

કોચીનીયલ ઔંસ ૦॥, પતાસાં રતલ પાંચ, હાઇપો ફોસ ફાઇટ ઓફ કયાલસયમ ઔંસ બે, પાણી રતલ એક, સઘળી ચીજો લઈ પ્રથમ અરધો રતલ પાણીમાં પતાસાં નાંખી ઉકાલવું સાધારણ ઘટ થાય એટલે ચુલા ઉપરથી નીચે ઉતારી લેવું પછી બાકીની પાણીમાં હાઇપોફોસફાઇટ ઓફ કયાલસ્યમ મેલવી તેમાં નાંખવુ બાદ કોચી નીયલ ઉમેરી હલાવી બાટલીઓ ભરવી.

## બાલામૃત નં. ૨

૧૦ ગ્રેન હાઇપો ફોસફાઇટ ઓઇ લાઇમ, ૪ ઔંસ પતાસાનું ઘાટું પાણી, ૧૦ ગ્રેન હાઇપો ફોસફાઇટ ઓફ સોડા, ૨ દ્રામ વાવડીંગનો અર્ક, ૨ દ્રામ સુંઠનો અર્ક કોચીનીયલ ઔંસ ૦। આ સઘળી ચીજો લઇ પ્રથમ એક કાચની બાટલીમાં મેલવવી ( મીક્ષ કરવી ) પછી આઠ દીવસ રહેવા દઇ ગાળી લેવી અને હલાવી બાટલીઓ ભરવી.

---

## વાળ કાળા કરવાનો કલપ.

૩ ઔંસ બેરમ, એક ઔંસ ( સ્મીથનું ) લેવન્ડી કમ્પોઝી, ૫ ડ્રામ પીપરમીંટના ફુલ, ઉપલી ચીજો લઇ પ્રથમ એક બાટલીમાં બેરમ નાંખવું ત્યાર બાદ પીપરમીંટના ફુલ ( મેન્થોલ ) નાંખવા પછી લવેન્ડી કમ્પોઝી નાખવું મીશ્ર થયે વાળ ઉપર ઘસવાથી ધોલા વાલ કાળા થાય છે અને ટાલવાલા ભાગમાં લગાડવાથી વાલ નવા ઉગે છે વાલની જરૂર ન હોય ત્યાં આ સોલ્યુશન લગાડવું નહીં આ કલપને સુગંધી બનાવવો હોય તો તેમાં ૦॥ ડ્રામ ફ્રેંચ ફ્રોન ફ્લચુર પરફ્યુમ નાંખવું જે બીજી ઉપલી ચીજો સાથે મલી જઇ સારી ખુશબો આપશે.

## બરાસ બનાવાની રીત.

કપુર તોલા બે, કેસર તોલો ૦, સરસીયું તેલ તોલો ૦॥ પ્રથમ અસલ કેશરને બારીકવાટી સરસીઆ તેલમાં મેલવવું અને કપુરની પત્રીઓને કેસર મેલવેલા સરસીઆવાલા હાથથી આછી રીતે પટ દેતા જવું અને બને હાથોવડે પટ દેતાં દેતાં બારીક ભુકો કરતાં જવું. થોડી વારે સુકાયા પછી તે ભુકાને બારીક કરી નાંખવો આ બારીક ભુકો તેજ બરાસ.

આ હુન્નર કરાંચીથી ભાઇ દલીચંદ સોભાગ્યચંદ સાહેબ મહેબાનીની શાહે મોકલાવેલ છે તે તેઓનો અજમાવેલો છે ને તેમના એક સ્નેહી આ બરાસ મોટા પ્રમાણમાં બનાવી વેચે છે. દેશ બંધુઓ ! આવી રીતે આ ભાઇને પગલે ચાલી તમો દેશને માટે સ્વાર્થ ત્યાગ કરવા ક્યારે તય્યાર થસો ? આજ કાલ હુન્નર જાણુતા

થોડા હોય છે ને જે જાણેછે તે આડંબર મોટો દેખાડે છે તે લોકો પોતે જે હુન્નર જાણતા હોય તેનો કદાચ ઉપયોગ કરતા હશે પણ તેથી થયું શું. વખત આવ્યે કાળે કરીને અવધી પુરી થતાં આફાની દુનીયામાંથી તે સદાના ચાલી જાશે. અને તેનો છુપાવેલો હુન્નર પણ તેની સાથેજ સદાને માટે મરી જશે શું ? આ ઈચ્છવા યોગ્ય છે ? નહીંજ હીંદુસ્તાનમાંથી હજારો વીદ્યાર્થીઓ જાપાન, જરમની, ઈંગ્લાંડ વીગેરે સ્થલે કેલવણી લેવા જાયછે ત્યાંથી હુન્નર શીખી આવેલા કોઈબી દેશબંધુ અમો ઉપર તે જાણતા હુન્નર લખી મોકલશે તો ઘણી ખુશીથી સ્વીકારવામાં આવસે. અથવા તેના જાણીતા અને અનુભવીક હુન્નરની કીંમત જોઈતી હશે તો ખુશીથી આપવામાં આવશે તે માટે આ પુસ્તકના કર્તા એન. ડી. વરમાને હુન્નરોદય બુક ડીપોની કેરમાં લખવું.

## કાલો-સુરમો.

આ પણ એક આ દેસનોજ જુનો હુન્નર છે તે ઘણા ખરા જાણે પણ છે પણ ન જાણતા હોય તેને માટે આ લખાય છે આ હુન્નરમાં મુંબઈમાં દાતુ મનજી પદમશી નામના એક ખોજા ગ્રહસ્થે સારૂં નામ કાઢયું કહેવાય છે અને તેમની બનાવટોપણ બજારમાં ઉંચી કહેવાય છે આ સુરમાથી આંખનાં દરદોમાં ફાયદો થવા ઉપરાંત આંખની શોભા તરીકે વપરાય છે.

સુરમાનું શોધનઃ—કાલા સુરમાને બારીક ખાંડી તેને લીંબુના રસમાં ખરલ કરી ૧ દીવસ તડકામાં સુકાવાથી તે શુધ્ધ થાયછે. આ શુધ્ધ સુરમાને અગ્ની ઉપર તપાવી ત્રીફલા (હરડા, બેડા, આમલા) ના હીમની અંદર ઠંડો કરી ખરલમાં ખુબ લઢવો, આવી રીતે સાત દીવસ સુધી તેને ગરમ કરી ત્રીફલના હીમની ભાવના દેવી પછી જ્યારે ખુબ બારીક થાય ત્યારે તેની નીચે મુજબ બનાવટ કરી સુરમોને તઇયાર કરવો.

શુધ્ધ કરેલો (ઉપર લખેલો) સુરમો રતલ એક, સફેદ મરી તોલો૦)= એલચી દાણા તોલો ૦।) અને ભીમસેની કપુર તોલો ૦।ઃ નાંખી તેને ખરલમાં ફરી ખુબ લઢવું બાદ તેને ત્રણ દીવસ સુધી દરરોજ ગુલાબ જલની ભાવના દઇ ખરલ કરવો છેલ્લે દીવસે સાવ સુકાય ત્યારે ફરી એકવાલ ભીમસેની કપુર નાંખી ખરલ કરીને શીશીઓ ભરવી.

## બદામની પુરી.

આ બદામની પુરી એપણ આપણા દેસનોજ હુન્નર છે. આ અમારી પોતાની બનાવટ છે અમો તે હાલ બનાવીએ અને વેચીએ છીએ આ બદામપુરી સ્વાદે ઉતમ અને હોંસે હોસે ખવાય તેવીછે. ગુણઃ—ખાલી પડી ગએલા મગજને તર કરી, સમરણ સકતીને વધારેછે સકતી મેલવવા માટે દોષ રહીત અકસીર ઇલાજછે ખાસ કરીને મગજનું કામ કરનાર વીદાર્થીઓ, વકીલો, લેખકો વીગેરેને

આ તુરત પચન થાય એવો મગજ પૈષ્ટીક ઉતમ ખોરાકછે. વિલાઅતી ખાટા, તીખાં, ખારા, મીઠાં, બીસકીટો કરતાં આ ખોરાક હજારો દરજે ઉતમ છે બદામનાંમીંજ સેર એક, પીસતા સેર ૦। એલચી તોલો એક, કેશર તોલો એક, જાયફલ તોલો ૦। પતાસાં સેર ૧ આ સરવે વસ્તુઓ લઇ પ્રથમ બદામના મીંજને પાણીમાં બાફી ફોતરાં કાઢી નાંખવા, પછી તેને એક લાંબા પથર ઉપર વાટી નાંખવી ( બહુ જીણી નહીં ) પછી તેમાં પતાસાનો જીણો ભુકો કરી વાટેલી બદામ સાથે મેલવવો અને તે સાથે જાયફલ, પીસતાં, એલચી વીગેરે ખાંડીને મેલવવાં ત્યાર બાદ કેશરને દુધ તોલા એકમાં પલાળીને નાંખવું ત્યાર બાદ કણાક બાંધવી તે કણાકને જરાવાર ખુબ મસલી પછી તેના નાના નાના લુવા કરીને વેલણાથી નાની નાની પુરીઓ બનાવવી પછી તેને સગડીની નીચેના ભાગમાં સેકવી એક બાજુ સેકાઈ ગઈ કે તુરત કાઢી લેવી અને બીજી બાજુ સેકવી બનાવનારાઓએ પુરી સેકતાં બહુ તપાસ રાખવાની છે. ધ્યાન બીજી તરફ રાખવાથી પુરી બળી જસે માટે સેકતી વખતે ધ્યાન બીજી તરફ રાખવુંજ નહીં.

## રંગ.

રંગ બનાવાનો હુન્નર આજે જરમનીના હાથમાં છે બીજા દેશો તેવો રંગ બનાવી જાણતા નથી. તેને લીધે આજે રંગની જ્યાં જુઓ ત્યાં દરેક જગ્યાએ માંગ થાય છે. તે માટેજ થોડા

ચોકકચ જાતીના રંગો અત્રે લખવામાં આવ્યા છે. આ રંગો ચીતારા, તથા હાથીદાંતના વેપારીઓ અને પેન્ટરોના કામમાં આવે તેવા છે. આ રંગોથી લાકડાના સરસાન, માટીના બાવલાં, વીગેરેને અળશીના તેલ કે શુંદર અથવા સરેશના મીશ્રણ સાથે વપરાય છે.

## સફેત રંગ.

સીસાને માટીના વાસણમાં નાખી તેમાં એસેટીક એસીડ ઉમેરી એ વાસણને અઠવાડીઆ સુધી એમ ને એમ રહેવા દેવું. જેથી એટલા વખતમાં તે સીસું એસીડ સાથે મળીને સફેદ રંગનું થઇ જશે બાદ તેને સુકવીને દળી નાંખવું એપ્રમાણે તયાર કરેલા રંગોને પથરના મોટા રોલરોવાળા સંચાઓમાં પીસીને મેંદા જેવા બનાવામા આવેછે. અને પછી ડબાઓ ભરવામાં આવેછે.

## પીળો રંગ.

સુગરલેટ ઓગાળેલા પાણીને ગળી લઇ તેમાં પોટાસ ઓફ ક્રોમાટનું પાણી ઉમેરી એક જગ્યાએ સ્થીર મુકી રાખવું. રંગના ભાગનો થરો નીચે બાજે એટલે ઉપરના પાણીને નીતારી કાઢી નીચે બેઠેલા રંગને પાણીથી ધોઇ કાઢી સુકાવી નાંખવો સુકવવાની જગ્યામાં ગંધકની અસર હોય નહીં એની સંભાળ રાખવી.

## લાલ રંગ.

લાલ હીરાકસીને ભુંજીને તેમાંનું સઘળું પાણી કાઢ નાંખવું, અને પછી પાછી તેને ભઠીમાં સખત ગરમી વડે ત્યાં સુંધી ભુંજવી કે તેમાંથી એસીડની વરાલ નીકલતી બંધ પડે. પછી ઠંડું થયેથી પાણીથી ધોઈ સુકાવા દેવી અને સુકાવા પછી પીસી તેનો ભુકો કરી ચાલી ડબા ભરવા.

## કીરમજી રંગ.

કીરમજના ભુકાને એક અઠવાડીઆ સુધી એમોન્યાના પાણીમાં ભીંજવી રાખવો બાદ તેમાં થોડું પાણી ઉમેરી જ્યાં સુધી એ મીશ્રણ માંહેના રજકણો નીચે બેસે નહીં ત્યાં સુધી તેમાં ફટકડીનું પ્રવાહી રેડયા કરવું પછી ઉપરનું પાણી નીતારી નાંખી નીચે બેઠેલા થરને સુકાવા દઈ પીસી બારીક કરવો.

## બલ્યુ રંગ.

બે ભાગ ગંધક અને એક ભાગ કારબોનેટ ઓફ સોડા લઈ બંનેને એક બીજા સાથે બરાબર મેલવી લીધા પછી તેમને ધીમે ધીમે તાપે તપાવીને લાલ ચોલ બનાવવાં પછી તે ઉપર સીલીકેટ ઓફ સોડા ત્થા એલ્યુમીનેટ ઓફ સોડાનું મીશ્રણ છાંટી બીજા એક કલાક સુધી તે સરવે ને તપાવવું ઠંડુ થએ બારીક પીસી ભુકો કરવો.

## પીલો રંગ.

| | |
|---|---|
| પોટાસ બાય ક્રોમેટ | ૧૦ ભાગ. |
| લેટ એસટેટ | ૬ ભાગ. |

અને ચીજોનું પાણી કરી પહેલી ચીજના પાણીમાં બીજી ચીજનું પાણી નાંખવું એટલે તલીએ પીલો ભુકો જામસે આ ભુકાને કાઢી લઇ વસ્ત્રગાલ કરી શીશી ભરવી (આને અંગરેજીમાં) ક્રોમયલો રંગ કહેછે.) આ ઉતમ પીલો રંગ બહુજ તેજદાર થાયછે.

## નારંગી રંગ.

ઉપર લખેલા પીલા રંગમાં તેમા પાણી નાંખી ગરમ કરવો પછી તેમાં કોસ્ટીક સોડાનું પાણી (કાસ્ટીક સોડા ૧ ભાગ ને પાણી ૩ ભાગ) નાંખવું પછી તેને ખુબ હલાવવું. એટલે ઉત્તમ નારંગી રંગ બનસે.

## લાલ રંગ.

૧૦૦ રતલ લોખંડનો કાટ લઇ તેને લોખંડના પત્રા ઉપર ચાર પાંચ કલાક તપાવવું એટલે તેનો (કાટનો) લાલ રંગ થસે પછી તેને કુટી વસ્ત્ર ગાલ કરવો આરંગ તેલમાં મેલવી લોખંડ ઉપર લગાવાના કામમાં આવેછે—તથા લાકડાના થાંભલા ઉપર તથા પાણીમાં ભીંજાતા હરેક લાકડા ઉપર લગાડવા માટે ઉતમછે.

## પલાસ્ટર ( સફેદ રંગ )

ચીરોડી એ. આપણા દેશમાં નદી કીનારે અથવા દરીયા કીનારે થાયછે તે પથર સફેદ અને ચલકતો થાયછે પ્રથમ આ ચીરોડી અથવા કાચા પલાસ્ટરને લોખંડના પત્રાં ઉપર ભુંજવુ" એટલે તેની સફેદ ભુકી થસે.

પછી તેને કુટી વસ્ત્ર ગાલ કરવી આમાં તેલ મેલવવાથી સારો સફેદ રંગ તૈયાર થસે, માતીના પુતલા આનાંજ થાયછે.

## જાપાન બ્લેક ( કાળો રંગ )

૨૫ રતલ ડાંબરના કકડા ( આસફાલ ) લઇ તે એક લોખં-ડની કઢાઇમાં પીગલવાની શરૂઆત થતાંજ તેમાં ૨ રતલ જવાસાનું તેલનાંખવું—એટલે તેકકડા સારી રીતે પીગલસે પીગલ્યા બાદ કડાઈ નીચે ઉતારી તેમાં ૨૦ રતલ ટરપેન ટાઇન નાંખી ખુબ હલાવવું—ચેતવણી—મીસરણ સાધારણ ઉનું હોય ત્યારેજ ટરપેન ટાઇન નાંખવું નહીં તો ઉભરાઇ જશે માટે આ પ્રયોગ ઉઘાડી ( ચોગાન ) મોટી જગ્યામાં કરવો અને ટરપેન ટાઇન મેલવતાં

આપણે દુર ઉભા રહેવું લાંબા કડછાથી કે પનહાલીથી ( લાંબેથ ટરપેન ટાઇન નાંખવું અને લાંબા કડછાથી લાંબે ઉભા રહી હલાવ પછી તેને ઢાંકણું ઢાંકી તેને પંદર દીવસ રહેવા દઇ ઉઘાડવું પ તેમાં ૫) રતલ ટરપેન ટાઇન નાંખી ખુબ હલાવી વાપરવું આ ર લોખંડ ઉપર લગાડવાના કામમાં આવેછે તથા પેન્ટર લોકોન કામમાં પણ વપરાય છે.

## પાણીના રંગ.

નીચે લખેલી સર્વ રંગોની બનાવટો નીચે લખ્યા મુજબ મેલવી તેની ગોટીઓ બનાવવી જ્યારે આ ગોટીનો ઉપયોગ કરવો હોય ત્યારે ફરી પાણી નાંખી રંગ પાતલો કરી ચીત્ર કરનારા ઉપયોગ કરેછે આ રંગો ડ્રોઇંગ કરનારાઓને માટે ઉતમ છે તે દરેક નંબરનું પ્રમાણ નીચે મુજબ લઇ માલ બનાવવો.

## સર્વનું સાધારણ પ્રમાણ.

| | |
|---|---|
| રંગ | ૧૦૦ ભાગ |
| સરસ | ૧॥ ભાગ |
| બાવલનો ગુંદર | ૦॥ ભાગ |
| સાકર | ૦॥ ભાગ |

બનાવાની રીતઃ–પ્રથમ રંગનો વસગાલ ભુકો લેવો પછી તેમાં સરસ, ગુંદર, સાકર વીગેરેને પાણી કરીને નાંખવું ને તેમાં ભીજાવીને ગોટીઓ બાંધવી.

નંબર ૧ સફેદ રંગ.

૧ સફેદ માટી ( ચાઇનાકલે )

૨ ચાક

૩ પલાસ્ટર ઓફ પારીસ

૪ ઝીંક વાહીટ

૫ વાહીટ લેડ

૬ સાડુ ( સફેદ ગંધક )

બનાવાની રીત ઉપર લખ્યા મુજબ.

પીલો રંગ.

૧ પીંવડી
૧ ક્રોમયેલો
૧ પીલી માટી
૧ હલદર ( સુકી )
૧ પીલી સાડુ

બનાવાની રીત ઉપર લખ્યા મુજબ.—

લાલ રંગ.

૧ સેંદુર
૧ કાવ
૧ હીંગલો
૧ ઇન્ડયનરેડ (આ ચોપડીમાં લખેલો લાલરંગ)
૧ લાલ માટી ( વરત્રગાળ )

બનાવવાની રીત ઉપર લખ્યા મુજબ.—

લીલો રંગ.

૧ { પરશિયન બલ્યુ ૩ ભાગ
ક્રોમયેલો ૩ ભાગ }
૨ કોપર કારબોનેટ

## કોપર કારબોનેટ બનાવાની રીત.

નીચે પ્રમાણે બે ચીજોથી તઇયાર થાય છે.—

૯ પોંડ (રતલ) સોડાયમ કારબોનેટનું ૨૦ રતલ પાણી કરવુ

૭ રતલ મોરથુંથાનું ૧૬ પોંડ પાણી બનાવવું.

ઉપર લખેલી ચીજોમાં પાણી મેલવીને કહ્યા પ્રમાણે પાણી બનાવી તે બનેને અલગ રાખવુ પછી પ્રથમ મોરથુથાના પાણીમા સોડાયમ કારબોનેટનુ પાણી નાંખવુ પછી તેને ખુબ હલાવવુ આ પ્રમાણે બધુ હલાવી હલાવીને થોડુ થોડુ પાણી નાખી બધુ નાંખી દેવુ એટલે સુમારે બે કલાકે તે વાસણમાં ૬ થી ૬॥ પોંડ (રતલ) રંગનો ભુકો બેસસે આ ભુકાને કાઢી વસ્ત્રગાળ કરી સીસીમાં ભરવો ને પછી તેમાં સરસ વીગેરે નાંખી તેની ગોટીઓ બનાવવી આનો લીલો રંગ થાય છે.

### નારંગી રંગ.

આ ચોપડીમાં લખેલો ક્રોમયેલો રંગ ચાલેછે ( વાપરી સકાય છે ) અથવા નીચે મુજબ બનવાયછે

ક્રોમયેલો ૩૫ ભાગ. હીંગલો ૧૫ ભાગ.

બનાવાની રીત ઉપર મુજબ.—

### કાલો રંગ.

૧—વસ્ત્રગાલ કાજળ

૨—પ્રસીયન બલ્યુ ( ૧ ભાગ, ૩ ભાગ કાજલ )

૩—ગુલી (ડ઼ઢીગો) ( ૧ ભાગ ગુલી, ૨ ભાગ કાજલ )

બનાવાની રીત ઉપર પ્રમાણેજ.—

## સાબુ.

દસ સેર પાણીમાં અઢીસેર કલી ચુનો નાંખી તેને પલાળી લુગડામાંથી ગાલી કાઢવો પાંચસેર કારબોનેટ ઓફ સોડા ( પાપડ ખારને) ને ૩૦ સેર પાણીમાં ઓગાલી તેમા ચુનાનું પાણી મેલવવું અને તેને ગરમ કરી સારી પેઠે પકવી ઉકલવા માંડે કે તેમાં સ્વચ્છ ખોપરાનું તેલ નાંખી ઉકાલવું બધું જામી જઇ જાડું થવા માંડે કે તેને ઉતારી લઇ બીબામાં રેડી ગોટીઓ બનાવવી આમાં રંગ અગર બીજી સુગંધી મેલવવી હોયતો તેલની સાથે મેલવીને નાંખવી

### નંબર ૨ જો.

પ્રથમ કાચનું વાસણ અથવા કલઇ કરેલું વાસણ લઈ તેમાં ૨ાા તોલા સારો સફેત કલીચુનો અને તેમાં ૧૦ તોલા પાણી નાંખીને તે વાસણને એક ઠેકાણે મુંકવું પછી ધોએલો પાપડખાર (કારબોનેટ ઓફ સોડા) ૫તોલા લઇ એક મોટા પીતલના કલઇ કરેલા વાસણમાં પાપડખાર નાંખવો પછી તેમાં ૩૦ તોલા પાણી નાંખવું બાદ જેમાં કલી ચુનો છે તે ચુનાને કપડાથી ગાલીને જે વાસણમાં પાપડખાર છે તેમાં નાંખવો પછી તે વાસણને ચુલા ઉપર મુકવું. જ્યારે તે ખદખદે ત્યારે તેમા ૧૨ાા તોલા કોપરેલ તેલ નાંખી જેવા રંગનો બનાવવો હોય તેવો રંગ અને જેવી સુગંધીવાલો બનાવવો હોય

તેવી સુગંધી નાંખવી ત્યાર બાદ તે જાડું થાય ત્યાં સુધી અગ્ની ઉપર રાખી મુકવું માંખણ જેવું થાય એટલે કાચની ઉંડી રકાબીમાં અથવા બીબામાં તે મેલવણી નાંખી ઠરવા દેવી અને મરજી મુજબના કટકા કરવા એટલે સાબુ તઇયાર થસે.

## સાબુ માટે પાપડખાર ધોવાની રીત.

પાપડખારમાં મેલ હોય છે માટે તેને પાણીમાં ઉકાલીને પછી તેમાંનું મેલું પાણી નાંખી દેવું એ પ્રમાણે ખારને ત્રણ ચાર વાર અથવા તેથી વધારેવાર પાણીમાં ઉકાલવાથી તેમાંનો સઘલો મેલ નીકલી જઇને સાફ થશે આવો સાફ કરેલો ખાર ઇંગરેજી દવા વેચનારની દુકાનમાંથી પણ મલેછે તેને કારબોનેટ ઓફ સોડા કહેછે.

## ચામડી ઉપરના દરદને નાશ કરનાર સાબુ.

સાધારણ હુની સોપ અથવા બીજો કોઇ નરમ સાબુ ૧ રતલ લઇ તેમાં થોડુંક પાણી નાંખી તેને નરમ બનાવવો અને પછી તેમાં ના ઓંસ (૧। તોલો) સલ્ફ્યુરીક એસીડ (ગંધકનો

સાબુના વધુ હુન્નરો માટે જુઓ—હુન્નર દર્પણનો ૫ મો ભાગ કીં૦ છ આના. લખો:-હુન્નરોદય બુક ડીપો મુંબઇ ૯

૧બ ) ઉમેરવો આસીડ ઘણુંજ ધીમે ધીમે ઉમેરવો અને સઘળી :વણી એક પથ્થરની ખાંડણીમાં આસ્તે આસ્તે હલાવતા જવી ાસીડ બરોબર મળી જાય એટલે તે મેલવણીને ગરમ કરી ીબામાં ગોટીઓ બાંધવી.

## સાદો સાબુ.

૨૮ રતલ ચોખ્ખું ખોપરેલ તેલ લઈ તેમાં (૬ રતલ કોસ્ટીક સોડા ૨૫ રતલ પાણીમાં પીગાલીને ) કોસ્ટીક સોડાનું પાણી થોડું થોડું નાંખી તે મીશરણ ચાર પાંચ કલાક ઉકાલવું પછી કડાઈ ખાલી ઉતારી તેમાંનો રસ એક ઉંડા જસતના ડબામાં નાંખવો ૧૦ થી બાર કલાક પછી તે રસ ઘટ થાસે પછી જસતના ડબાને જરા ઠબ કારવાથી સાબુનું જામીગએલું ઢેફુ બાહેર આવસે આ સાબુને ફરી ગરમ કરી તેમાં મરજી પડે તે સુગંધ અને રંગ આપી સકાય છે આ સાબુ નાહવા અને ધોવાના કામમાં વાપરી સકાય છે રંગ મેલવતી વખતે જરા તેલમાં રંગ મેલવીને (તેલ એક રસ કરી) નાંખવો.

## મેટલ પાલીસ.

૧૦ તોલા જાપાની મીણ, લઇ તેને પીગાલવું પછી તેમાં પાંચ તોલા સલફ્યુરીક એસીડ, ને ૫ તોલા લાલખંટ ( પકવેલો ) નો ભુકો નાંખી તેને સારી રીતે એક રસ થાય તેમ હલાવવો પછી ઉતારી ડાબડીઓ ભરવી, ડાગ પડેલા કે મેલા થએલાં પીતલ,

તાંબા, લોખંડ, કાંસુ, એલ્યુમીનીઅમ વીગેરે ધાતુના ઉપર આ મીસરણ ચોળવું એટલે કાટકે મેલ દુર થઇ વાસણ અને ચકચકીત થસે.

સુચનાઃ—ઇંટને ખુબ બારીક વાટી ખાધાના જાડા કપડા કપડ છીણ કરવી આ રીતે ઘણીજ બારીક કરેલી ભુકી ઉપયોગમ લેવી વાસણ ઉપર આ પાલીસ લગાડી થોડી વારે તેને કેરોસીન. તેલથી ધોઇ નાંખી માટીથી અજવાળી કપડાંથી લુછી સાફ કરવાં.

## પૉલીસ પાવડર.

ચાક આઉંસ ૦ાા, કાર્બો એનીમલ પલવીસ આઉંસ ૨ લાલ ઇંટનો બારીક ભુકો, ૪ આઉંસ, કુરંદનો ભુકો આઉંસ ૨૦ ઉપર પ્રમાણે વસ્તુ લઇ એકત્ર કરી ખાધીનાં જાડા કપડાથી ચાલી ડબીઓ ભરવી, આ પાવડરથી પાલીસ કરેલા સોના ચાંદીના અગર બીજી કોઇપણ ધાતુના વાસણો અગર દાગીના ઝાંખા થઇ ગયા હોય અગર ડાઘ પડયા હોય તેના ઉપર આ પાલીસ કપડા અથવા ચામડા ઉપર જરા લઇ ઘસવાથી સાફ ચકચકીત થાય છે.

સુચનાઃ—વિશેષ ઝાંખી થઇ ગયેલી વસ્તુઓ ઉપર જરા કોપરેલ લગાડી બાદ આ પાલીસ ઘસવું.

## બીસકીટ.

૧ શેર ઘઉંના મેંદા, ૪ સેર ખાંડ, ૫ તોલા માંખણ, સરવે એક વાસણમાં એકત્ર કરી દુધવડે રોટલીના લોટ માફક બ- ધું ગુંદી વેલણવડે વણી બીસકીટ જેવડા કકડા છરીવતી કાપી ભઠીમાં સેકવા.

## બીસકીટ નં. ૨

૩ શેર મેંદા, ૦॥ સેર ખાંડ, ૦॥ રતલ માંખણ, લીબુના અર્કના પાંચ ટીપાં નાંખી સરવેને એકત્ર કરી કઠણવણી સકાય તેટલું દુધમાં બાંધી મસલી લાકડીયે વણી તેના કકડા કાપી પત્રા ઉપર મુકી ભઠીમાં પકવવા.

## બીસકીટ નં. ૩

૧ સેર મેંદા, પાંચ તોલા ખાંડ, મેલવી દુધથી બાંધી મસલી બીસકીટ જેવી પહોલી રોટલી વણી કકડા કાપી પત્રા ઉપર મુકી ભઠીમાં સેકવા.

## ગંધ.

હુન્નર દર્પણ ૩ જા ભાગમાં જણાવેલું ગુંદરનું પાણી તોલો ૧ ત્થા સ્કારલેટ ૩ આર (કલર) રંગ (કસુંબી) બેઆનીભાર એ બને ચીજો પૈકી ગુંદરના પાણીમાં કસુંબી રંગ નાંખી હલાવી એકરસ કરી બાટલીઓ ભરવી.

## લાલ કોપીંગ શાઇ.

ઉપલો કસુંબી રંગ ( સકાર લેટ-૩ આર ) ૦। તોલો ગલીસ રાઇન બેઆની ભાર પાણી એકથી બે તોલા, પ્રથમ પાણીમાં રંગ નાંખી ખુબ હલાવી એકરસ થયે તેમાં ગલીસ રાઇન નાંખવું આ શાહીથી કોપી નીકલે છે.

## લવંડર વાટર.

રેકટી ફાઇડ સ્પીરીટ, રતલ ૨॥ ઓઇલ લવન્ડર, તોલા ૫ ઓઇલ બરગોમેટ આઉંસ ૦॥ ઓઇલ મેન્થા ડ્રામ ૨ ચોખું પાણી રતલ ૧ બનાવવાની રીત પ્રથમ સ્પીરીટમાં સુગંધીઓ નાંખી બાટલીને બુચ મારી એક માસ સુધી એમને એમ રાખી મુંકવું ( દીવસમાં એક બે વખત હલાવતા રહેવું ) પછી સુગંધી સ્પીરીટ સાથે મળી જાય એટલે ગાળી બાટલીઓ ભરવી.

## બેકીંગ પાવડર.

ક્રીમ ઓફ ટાર્ટર રતલ ૨, સોડા ( ખાવાનો ) રતલ ૧, ચોખાનો લોટ રતલ ૦॥ એક જીવ કરી મેલાવવું આ મીસરણ અંગ્રેજી રીતની રોટલી અથવા તો ભજીયાં, જલેબી કરવાના ઉપયોગમાં આવેછે ( એક રતલ લોટે ૦॥ આઉંસ બેકીંગ પાવડર વાપરવો. ) સમાપ્ત.

# તૈયાર છે.

**હુન્નરસાગર**–( સચિત્ર ) આ પુસ્તકમાં વિવિધ વીષયો ઉપર ઘણીજ લંબાણથી માહેતી આપવામાં આવીછે ગમે તેવો અજ્ઞાન માણસ પણ આ પુસ્તક વાંચવાથી હુન્નર સીખી શકેછે. ગ્લેજ ઉંચા કાગળ પાકું સોનેરી પુંઠું પાના ૩૫૦ કીંમત રૂ. ૨॥ અઢી.

**હુન્નરપ્રકાશ**—(૨૦૦૦ થી વધુ હુન્નર ) પાના ૩૨૫ થી વધુ કીં. રૂ. ૧॥

**હુન્નરઅરક**—( ભાગ ૧ લો ૨ જો ) આ પુસ્તકોમાં અંગ્રેજી ઉપરથી ભાષાંતર કરી ૮૭૮ હુન્નર લખવામાં આવ્યાછે કી. બે ભાગના રૂ. ૨॥ ( અઢી )

**હુન્નરમહાસાગર**–( ગંગાબાઇ પ્રાણશંકરકૃત ) છપાયછે કીં. રૂ. ૨॥.

**ધનવાન**—( દેવકૃત ) વીવીધ જાતના હુન્નરો ઉપરાંત ઉદ્યોગી પુરૂષોનાં જીવન ચરીત્ર, તથા ધનવાન થવાના નીયમોનો સંગ્રહ કીમત રૂ. પાંચ.

**જ્ઞાનચક્ર યાને ગુજરાતી સાઇકલો પીડયા**–આખી દુનીયાનાં વિષયો આમાંછે ભાગ ૧–૩–૪–૫–૬–૭–૮ દરેકની કીંમત રૂ. ત્રણ બધાના રૂ. ૨૧) એકવીસ.

**જ્ઞાનચક્ર યાને ગુજરાતી સાઇકલો પીડયા**–ભાગ ૨ જો કીં. ૩॥

---

**લખોઃ—હુન્નરોદય બુક ડીપો મુબંઇ નં. ૯**

**સર્વોપયોગીનુકસા સંગ્રહ**—આમાં વિદ્યા, હુન્નર, રસાયન, વૈદક. તથા ઘરગતુ ૧૨૦૨) મીશ્ર નુકસાઓનો સંગ્રહછે. કી. રૂ. ૧ા સવા.

**હુન્નરસાર સંગ્રહ**—( આસરે ૮૫૦ હુન્નર ) કી. ૧) એક

**હુન્નરકોષ**—( ૮૦૦ થી વધુ હુન્નરો ) કી. રૂ. ૦ાા≈

**હુન્નરકળા જ્ઞાન**—( ચીત્રસહીત ) કી. રૂ. ૦ા

**સાબુનો હુન્નર**—( મ. રા. કૃત) કી. રૂ. ૦ા

હુન્નર જ્ઞાન ( ૭૮ હુન્નર, ) કી. રૂ. ૦)≡

**સ્વતંત્ર હુન્નર સંગ્રહ ૨ જો ભાગ**—જેઆમાં છેલી સોધનન નવીન હુન્નરો કી. રૂ. ૦ાાા≈

**સ્વતંત્ર હુન્નર સંગ્રહ**—( ૧ લો ભાગ )—છપાયછે.

હુન્નરદર્પણ ( ૧ લો ભાગ ) કી. રૂ. ૦ા

**ઉદ્યોગ સંગ્રહ**—( અનુભવિક ૭૬ હુન્નર ) કી. રૂ. ૦ા

**હુન્નર કળાપ્રકાશ**—( અનુભવિક ૧૦૬ હુન્નર ) આ પુસ્તક માટે દેશી વેપારી ચેમ્બર તથા બીજા જાણુતા વેપારીઓના ઉતમ અભીપ્રાય મલ્યાછે કીંમત રૂ. ૦ા

**તેજાબનો હુન્નર** કીંમત રૂ. ૦ાાા

**વારનીસનો હુન્નર** કી. રૂ. ૧)

**સીમેંન્ટ બનાવાની હુન્નર** કી. રૂ. ૦ાાા

પોસ્ટેજ જુદું,

**લખોઃ—હુન્નરોદય બુકડીપો, મુંબઈ નં. ૯**